## પાઠ ૨૬ મો.

### [ પાંચ પદની ક્ષમાપના. ]

[ વિનયપૂર્વક ખામણાની આજ્ઞા માગી, હાથ જોડી મસ્તક નમાવી નીચે બેસી, પાંચ પદને વંદના કરવી. એક નવકાર બોલવો.]

### પ્રથમ અરિહંતની ક્ષમાપના.

નમો કહેતાં નમસ્કાર કરૂં છું. અરિહંતાણં કહેતાં અરિહંત દેવોને. તે અરિહંત દેવો, જઘન્ય પદે વીશ અને ઉત્કૃષ્ટા હોય તો એકસો ને સિત્તેર. જઘન્ય તીર્થંકર વીશનાં નામ કહું છું—૧ શ્રીસિમંધર સ્વામી, ૨ શ્રી યુગમંદિર સ્વામી, ૩ શ્રીબાહુ સ્વામી ૪ શ્રીસુબાહુ સ્વામી, ૫ શ્રી સુજાતનાથ સ્વામી, ૬ શ્રીસ્વયંપ્રભ સ્વામી, ૭ શ્રીરૂષભાનન સ્વામી, ૮ શ્રીઅનંતવીર્ય સ્વામી, ૯ શ્રીસુરપ્રભ સ્વામી, ૧૦ શ્રીવિશાલપ્રભ સ્વામી, ૧૧ શ્રીવજ્રધર સ્વામી, ૧૨ શ્રી ચંદ્રાનન સ્વામી, ૧૩ શ્રીચંદ્રબાહુ સ્વામી, ૧૪ શ્રીભુજંગદેવ સ્વામી, ૧૫ શ્રીઇશ્વિર સ્વામી, ૧૬ શ્રીનેમીશ્વર સ્વામી, ૧૭ શ્રીવીરસેન સ્વામી, ૧૮ શ્રીમહાભદ્ર સ્વામી, ૧૯ શ્રીદેવજશ સ્વામી, ૨૦ શ્રી અજિતવીર્ય સ્વામી. તે સ્વામિનાથ કેવા છે ? કંચનવાણી કાયા છે. પાંચસેં ધનુષ્યની અવગાહના છે. ચોરાશી લાખપૂર્વનું આયુષ્ય છે. વજ્રરૂષભનારાચ સંઘયણના ધણી છે. સમચઉરંસ સંઠણના ધરણહાર છે. એક હજાર ને આઠ ઉત્તમ લક્ષણ ગુણે કરી સહિત છે. ઉત્પન્ન થયેલ છે કેવલજ્ઞાન કેવલદર્શન જેમને, એહવા શ્રી અરિહંતદેવજી મહારાજ, સર્વ દ્રવ્ય, ક્ષેત્ર, કાલ અને ભાવ જાણે છે, દેખે

છે. તે પ્રભુ, ચોસઠ ઇન્દ્રના પૂજનીક વંદનીક અર્ચનીક સ્મરણનીક છે. ત્રણ લોકના નાથ છે. સકલલોકના સ્વામી છે. મા'હણો મા'હણો એહવા શબ્દના પ્રકાશણહાર. બારગુણે કરી બિરાજમાન્ છે. તે બાર ગુણનાં નામ કહું છું—અનંત જ્ઞાન, અનંત દર્શન, અનંત ચારિત્ર, અનંત વીર્યના ધણી છે, અશોક વૃક્ષ છાયા કરે, સુર પુષ્પવૃષ્ટિ કરે, શ્વેતચામર વિંઝાય, યોજન પ્રમાણે દિવ્ય ધ્વનિ થાય, સુવર્ણમય સ્ફાટિક રત્નજડિત સિંહાસન શોભે, મસ્તકે ભામંડલ ઉદ્યોત કરે, દેવદુંદુભિ વાજિંત્ર વાગે, ત્રણ છત્ર ઉપરોપરિ બિરાજે. એ બાર ગુણે કરી સહિત છે. હમણા પાંચ મહાવિદેહ ક્ષેત્રને વિષે વિચરે છે. જઘન્ય બે ક્રોડ કેવલી ઉત્કૃષ્ટા નવ ક્રોડ કેવલી તે સ્વામીને મારે જીવે આજના દિવસ સંબંધ અવિનય આશાતના અભક્તિ કરી હોય તો હાથ જોડી માન મોડી પંચાંગ નમાડી ત્રણ પ્રદક્ષિણા દઇ વારંવાર ભુજો ભુજો કરી ખમાવું છું. [પ્રત્યેક ખામણાને છેડે ત્રણવાર તિખુત્તાનો પાઠ ભણી વંદના કરવી.]

---

## પાઠ ૨૭ મો.

## બીજી સિદ્ધની ક્ષમાપના.

નમો કહેતાં નમસ્કાર કરૂં છું. સિદ્ધાણં કહેતાં સિદ્ધ ભગવંતજી મહારાજને. તે સિદ્ધ ભગવંતજી મહારાજ કેવા છે? આઠ કર્મ ખપાવી મોક્ષપુર પાટણને વિષે પધાર્યા છે. તે મોક્ષ શિલા કેવી છે? પિસ્તાલીશ લાખ જોજનની લાંબી પહોળી છે; એક ક્રોડ, બેતાલીશ લાખ, ત્રીશ હજાર, બસેંને ઓગણ પચ્ચાસ યોજનથી ઝાઝેરી પરિધિ છે, વચ્ચે આઠ

ચોજનની જાડી છે. અનુક્રમે એકેક પ્રદેશે ઘટાડતાં છેડે માખીની પાંખ સરખી પાતળી છે. ચત્તા છત્રને આકારે છે. શ્વેતવરણી છે, પંચાયણ શંખ સરખી છે. માખણના સ્પર્શ થકી અનંતગણી સુંવાળી છે. કેતકી, માલતી, ગુલાબ, ચંદન, કેસર, કસ્તુરીની સુગંધથી અનંત ગણી સુગંધ છે, તે સિદ્ધ શિલાના એક જોજનના છેલ્લા ગાઉના છઠ્ઠે ભાગે શ્રી સિદ્ધ ભગવંતજી મહારાજ બિરાજે છે. તેમની અવગાહના જઘન્ય એક હાથને આઠ આંગળની છે, મધ્યમ ચાર હાથને સોળ આંગળની છે, ઉત્કૃષ્ટ ત્રણસે તેત્રીશ ધનુષ્ય ને બત્રીશ આંગળની છે. વર્ત્તમાન ચોવીશીમાં ચોવીશ તીર્થંકર મહારાજે મોક્ષે પધાર્યા છે, તેમનાં નામ કહું છું–૧ શ્રી રૂષભદેવ સ્વામી, ૨ શ્રી અજિતનાથ સ્વામી, ૩ શ્રી સંભવનાથ સ્વામી, ૪ શ્રી અભિનંદન સ્વામી, ૫ શ્રી સુમતિનાથ સ્વામી, ૬ શ્રી પદ્મપ્રભુ સ્વામી, ૭ શ્રી સુપાર્શ્વનાથ સ્વામી, ૮ શ્રી ચંદ્રપ્રભુ સ્વામી, ૯ શ્રી સુવિધિનાથ સ્વામી, ૧૦ શ્રી શીતલનાથ સ્વામી, ૧૧ શ્રી શ્રેયાંસનાથ સ્વામી, ૧૨ શ્રી વાસુપૂજ્ય સ્વામી, ૧૩ શ્રી વિમલનાથ સ્વામી, ૧૪ શ્રી અનંતનાથ સ્વામી, ૧૫ શ્રી ધર્મનાથ સ્વામી, ૧૬ શ્રી શાંતિનાથ સ્વામી, ૧૭ શ્રી કુંથુનાથ સ્વામી, ૧૮ શ્રી અરનાથ સ્વામી, ૧૯ શ્રી મલ્લિનાથ સ્વામી, ૨૦ શ્રી મુનિસુવ્રત સ્વામી, ૨૧ શ્રી નમિનાથ સ્વામી, ૨૨ શ્રી નેમનાથ સ્વામી, ૨૩ શ્રી પાર્શ્વનાથ સ્વામી, ૨૪ શ્રી મહાવીર સ્વામી. આ ચોવીશી આદિ દઈ અનંત ચોવીશીમાં, અનંતે ભેદે સિદ્ધ થઈ બુદ્ધ થઈ પારંગત થઇ મોક્ષે ગયા. જેમને જન્મ નહિં, જરા નહિં, મરણ નહિ, રોગ નહિં, શોક

નહિં, ભોગ નહિં, જોગ નહિં, ચાકર નહિં, ઠાકર નહિં, મોહ નહિં, માયા નહિં, એ આદિ દઈ અનેક અનેક ગુણે કરી સહિત છે. જ્યોતમાં જ્યોત મળી રહ્યા છે. એક સિદ્ધ ત્યાં અનંતા સિદ્ધ છે અને અનંતા સિદ્ધ ત્યાં એક સિદ્ધ છે, એટલે સિદ્ધ સિદ્ધમાં અંતર નથી, એકત્રીશ ગુણે કરી સહીત છે. એહવા સિદ્ધ ભગવંતજી મહારાજ, અતીત કાલે અનંતા થયા છે, વર્ત્તમાન કાલે સમયે સમયે સંખ્યાતા થાય છે, આગામિકાલે અનંતા થશે, તે સિદ્ધ ભગવંતજી મહારાજ! તમ સંબંધી, તમારા માર્ગ સંબંધી અવિનય, આશાતના, અભક્તિ કરી હોય તો, હાથ જોડી, માન મોડી, પંચાંગ નમાવી, ત્રણ પ્રદક્ષિણા દઈ, ભુજો ભુજો કરી ખમાવું છું.

---

## પાઠ ૨૮ મો.

### ત્રીજી આચાર્યજીની ક્ષમાપના.

નમો કહેતાં નમસ્કાર કરૂં છું. આયરિયાણં કહેતાં આચાર્યજી મહારાજને. તે આચાર્યજી મહારાજ કેવા છે? છત્રીશ ગુણે કરી બિરાજમાન છે. તે છત્રીશ ગુણનાં નામ કહું છું-પાંચ ઈન્દ્રિયને સંવરે, નવવાવિ વિશુદ્ધ બ્રહ્મચર્ય પાળે, ચાર કષાય નિવારે, પાંચમહાવ્રત પાળે, પંચ આચાર પાળે, પાંચ સમિતિએ સમિતા, ત્રણ ગુપ્તિએ ગુપ્તા. એ છત્રીશ ગુણે કરી સહિત છે. આઠ સંપદાના ધરણહાર-આચાર સંપદા, શરીર સંપદા, સૂત્ર સંપદા, વચન સંપદા, વાંચના સંપદા, મતિ સંપદા, પ્રયોગ સંપદા, સંગ્રહ સંપદા એ આઠ સંપદાના ધણી છે. જિય કોહે, જિય માણે, જિય માયે,

જિય લોહે, જાઈ સંપન્ને, કુલ સંપન્ને, બલ સંપન્ને, રૂવ સંપન્ને, નાણ સંપન્ને, દંસણ સંપન્ને, ચરિત્ત સંપન્ને, લાઘવ સંપન્ને, ઓયંસી, તેયંસી, વચંસી, જસંસી, જિયનિંદે, જિય પરિસહે, જીવિયાસ મરણભય વિપ્પમુકકે, બહુસ્સુએ, બહુપરિવારે, જાવ કુંતિઆવણભૂયે, સંજમેણં તવસા અપ્પાણં ભાવેમાણે વિહરંતિ. એહવા આચાર્યજી મહારાજ ! આપ, ગામ નગરપુર પાટણ સન્નિવેશમાં વિચરી રહ્યા છો. આપનો બોધ સાંભળી કાન પવિત્ર કરતા હશે, તેને ધન્ય છે. દર્શન કરી નેત્ર પવિત્ર કરતા હશે, સૂઝતા આહાર પાણી વહોરાવી હાથ પાવન કરતા હશે, આપના દર્શન કરવા પગે ચાલી પગ પાવન કરતા હશે, મનના સંશયો પૂછી નિરાકરણ કરતા હશે, તે પુરૂષોને ધન્ય છે. હું અહિં બેઠો છું તે મારે જીવે આપનાં જ્ઞાન દર્શન ચારિત્ર અને તપ સંબંધી અવિનય, આશાતના, અભકિત કરી હોય તો, હાથ જોડી, માન મોડી, પંચાંગ નમાવી, ત્રણ પ્રદક્ષિણા દઈ, ભુજો ભુજો કરી ખમાવું છું.

## પાઠ ૨૯ મો.

### ચોથી ઉપાધ્યાયજીની ક્ષમાપના.

નમો કહેતાં નમસ્કાર કરૂં છું. ઉવજ્ઝાયાણં કહેતાં ઉપાધ્યાયજી મહારાજને. તે ઉપાધ્યાયજી મહારાજ કેવા છે? પચ્ચીશ ગુણે કરી સહિત છે. તે પચ્ચીશ ગુણનાં નામ-અગ્યાર અંગ, બાર ઉપાંગ, ચરણ સિંતેરી, કરણ સિંતેરીના ધરણહાર. અગ્યાર અંગના નામ–૧ આચારાંગજી, ૨ સૂયગડાંગજી, ૩ ઠાણાંગજી, ૪ સમવાયાંગજી, ૫ ભગવતીજી, ૬

જ્ઞાતાધર્મકથાંગજી, ૭ ઉપાસક દશાંગજી, ૮ અંતગડ દશાંગજી, ૯ અણુત્તરોવવાઇજી, ૧૦ પ્રશ્ન વ્યાકરણજી, ૧૧ વિપાકજી. બત્રીશ અક્ષરની એક ગાથા, એવી એકાવન ક્રોડ, આઠ લાખ, ચોરાશી હજાર, બસો ને એકવીશ ગાથાનું એક પદ, એવાં અઢાર હજાર પદનું પહેલું આચારાંગજી, તેથી બમણું બીજું, સૂયગડાંગજી, એમ અગ્યાર અંગ લગે ઠામ બમણાં જાણવાં. હવે બાર ઉપાંગનાં નામ–૧ ઉવવાઇ, ૨ રાયપસેણી, ૩ જીવાભિગમ, ૪ પન્નવણા, ૫ જંબુદ્વીપ પ્રજ્ઞપ્તિ, ૬ ચંદ્ર પ્રજ્ઞપ્તિ, ૭ સૂર્ય પ્રજ્ઞપ્તિ, ૮ નિરયાવલિકા, ૯ કપ્પિયા, ૧૦ પુપ્ફિયા, ૧૧ પુપ્ફચૂલિયા, ૧૨ વન્હિદશા. ચાર મૂલનાં નામ–૧ દશવૈકાલિક, ૨ ઉત્તરાધ્યયન, ૩ નંદી, ૪ અનુયોગદ્વાર, હવે ચાર છેદનાં નામ–૧ વ્યવહાર, ૨ વેદકલ્પ, ૩ નિશિથ, ૪ દશાશ્રુતસ્કંધ એ એકત્રીશ, અને બત્રીશમું આવશ્યક સૂત્ર એમ અનેક સૂત્રના જાણ છે. ચૌદ પૂર્વના પાઠી. તે ચૌદ પૂર્વનાં નામ–પહેલું ઉત્પાદ પૂર્વ, જાવ ચૌદમું લોક બિંદુસાર પૂર્વ. એમં સર્વ મળી ત્યાશી ક્રોડ, છન્નુ લાખ, દશ હજાર ને છ પદ જાણવા. પાંચસે ધનુષ્યની અવગાહના વાળા મનુષ્યો, તેનીવારના હાથી, સોળ હજાર ત્રણસે ત્યાશી અંબાડી સહિત, શાહીનો ઢગલો લિખિત પ્રમાણે જાણવો. એવા અતિશય જ્ઞાનના ધરનારા આપ ભણે અનેરાને ભણાવે. સાચા સૂત્રના ભાષણહાર. સંઘ સમાધિના કરણહાર. ડગતા પ્રાણીને સ્થિરના કરણહાર. ઉપાધિના મિટાવણહાર. એહવા ઉપાધ્યાયજી મહારાજ! મારે જીવે, આજના દિવસને વિષે, આપનાં જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ, સંબંધી અવિનય,

આશાતના, અભક્તિ કરી હોય તો, હાથ જોડી, માનમોડી, પંચાંગ નમાવી, ત્રણ પ્રદક્ષિણા દઈ, ભુજો ભુજો કરી ખમાવું છું.

## પાઠ ૩૦ મો.

## પાંચમી સાધુજીની ક્ષમાપના.

નમો કહેતાં નમસ્કાર કરૂં છું. લોએ કહેતાં લોક અઢિ દ્વીપને વિષે સવ્વસાહૂણં કહેતાં સર્વ સાધુજી મહારાજને. તે સાધુજી મહારાજ કેવા છે? સત્યાવીશ સાધુજીના ગુણે કરી સહિત છે. તે સત્તાવીશ ગુણનાં નામ—પાંચ મહાવ્રતપાળે, પાંચ ઇંદ્રિયોને જીતે, ચાર કષાય નિવારે, કરણ સત્ય, યોગ સત્ય, ભાવ સત્ય, ક્ષમાવંત, વૈરાગ્યવંત, મન સમાધારણા, વય સમાધારણા, કાય સમાધારણા, નાણ સંપન્ને દંસણ સંપન્ને, ચરિત્ત સંપન્ને, વેદની ઉદય આવ્યે સમભાવે અહિયાસે, મરણ આવ્યે સમભાવે સહે. એ સત્યાવીશ ગુણે કરી સહિત છે. તે જઘન્ય બે હજાર ક્રોડ સાધુજી, ઉત્કૃષ્ટા નવ હજાર ક્રોડ સાધુજી, પાંચ ભરત, પાંચ ઐરાવત, પાંચ મહાવિદેહ ક્ષેત્રને વિષે વિચરે છે. તે સ્વામી કેવા છે? પાંચ મહાવ્રતના પાલનહાર છે. છઠ્ઠું રાત્રિ ભોજનના ત્યાગી છે. પાંચ સમિતિએ સમિતા. ત્રણ ગુપ્તિએ ગુપ્તા. છકાયના નાથ. છ કાયના પીયર, સાત ભયના ટાલણહાર, આઠ મદના ગાલણહાર, નવવાડે વિશુધ્ધ બ્રહ્મચર્યના પાલણહાર, દશવિધ યતિધર્મના આરાધક, અગ્યાર શ્રાવકની પડિમાના જાણ, બારે ભેદે તપશ્યાના કરણહાર, સત્તર પ્રકારે સંયમના ધરનાર. અઢાર પ્રકારે અબ્રહ્મચર્યના ટાલણહાર, વીશ અસમાધિ દોષના વર્જણહાર, એકવીશ સબલા દોષના ટાલણહાર, બાવીશ પરિષહના જીત-

ણહાર, ત્રીશ મહામોહનીય સ્થાનકના ટાલનાર, તેત્રીશ આશાતનાના ટાલણહાર, બેતાલીશ, સડતાલીશ તથા છન્નુ દોષ ટાળી આહાર પાણીના લેનાર, સચેતના ત્યાગી અચેતના ભોગી કંચન કામિનીના ત્યાગી તપસીરાજ, મુનિરાજ, સફરી જહાજ સમાન, કલ્પવૃક્ષ સમાન રત્નચિંતામણિ સમાન પારસમણિ સમાન જિનકલ્પી સ્થિવર કલ્પી, મુનિ મહારાજ ! અનેક ગુણના ધરણહાર ! આપ અઢીદ્વીપમાં બિરાજી રહ્યા છો. મારે જીવે, આજના દિવસને વિષે, આપનાં જ્ઞાન, દર્શન, ચારિત્ર અને તપ સંબંધી, અવિનય, આશાતના અભક્તિ કરી હોય તો, હાથ જોડી, માન મોડી, પંચાંગ નમાવી, ત્રણ પ્રદક્ષિણા દઇ, ભુજો ભુજો કરી ખમાવું છું.

## પાઠ ૩૧ મો.

### છઠ્ઠી શ્રાવક-શ્રાવિકાની ક્ષમાપના.

છઠ્ઠા ખામણા શ્રાવક શ્રાવિકાને કરૂં છું. મુજથી તુમથી દાને, શિયલે, તપે, ભાવે કરી અધિક છે. બે વખત આવશ્યક-પડિક્કમણાના કરનાર છે. મહિનામાં ચાર તથા છ પોષાના કરનાર છે. નવ તત્ત્વના જાણ છે. ત્રણ મનોરથના ચિંતવનાર છે. એકવીશ શ્રાવકના ગુણે કરી સહિત છે. દુબલા પાતલા જીવની દયાના આણનાર છે. પરધન પત્થર બરોબર લેખે છે. પરસ્ત્રી માત બેન બરોબર માને છે. દ્રઢધર્મી, પ્રિયધર્મી, અઢિ દ્વીપમાં સંખ્યાતા છે. ને અઢિ દ્વીપ બાહિર અસંખ્યાતા શ્રાવક શ્રાવિકાઓ છે, તે શ્રાવક શ્રાવિકાઓ, દેવતાના ડગાવ્યા ડગે નહિં. ધર્મનો રંગ હાડહાડની મિંજાએ લાગ્યો છે. એવા શ્રાવક શ્રાવિકા, સંવર

પોષા, પડિક્કમણા, વ્રત, નિયમને વિષે વિચરતા હશે. તેઓને આજના દિવસ સંબંધી, અવિનય, આશાતના, અભક્તિ કરી હોય તો, ભુજો ભુજો કરી ખમાવું છું.

---

## પાઠ ૩૨ મો.

### સર્વ જીવોસાથે ક્ષમાપના.

સાધુજીને ખમાવું, સાધ્વીજીને ખમાવું, શ્રાવકને ખમાવું, શ્રાવિકાને ખમાવું, સમદૃષ્ટિ જીવને ખમાવું, મારા ઉપકારીને ખમાવું, વ્હાલાને ખમાવું, વૈરીને ખમાવું, ચોરાશી લાખ જીવા યોનિને ખમાવું—સાત લાખ પૃથ્વીકાય, સાત લાખ અપકાય, સાત લાખ તેઉક્કાય, સાત લાખ વાઉકાય, દશ લાખ પ્રત્યેક વનસ્પતિકાય, ચૌદ લાખ સાધારણ વનસ્પતિકાય, બે લાખ બે ઇંદ્રિય, બે લાખ તે ઈંદ્રિય, બે લાખ ચઉરિંદ્રિય, ચાર લાખ નારકી, ચાર લાખ દેવતા, ચાર લાખ તિર્યંચ-પચેંદ્રિય, ચૌદ લાખ મનુષ્યની જાતિ, એ સર્વ મળી; ચોરાશી લાખ જીવાયોનિના જીવોને મારે જીવે, છેદ્યા હોય, ભેદ્યા હોય, વૈરભાવ કીધો હોય, કરાવ્યો હોય, કરતા પ્રત્યે અનુમોદ્યું હોય તો, અરિહંત, સિદ્ધ, કેવલી, ગુરૂ, આત્માની સાખે, તસ્સ મિચ્છામિ દુક્કડં.

અહિં ઇચ્છામિ ખમાસમણાનો પાઠ બે વખત બોલાવો. પછી, સ્વામિનાથ ! સામાયિક એક, ચોવીસંથવો બે, વંદણા ત્રણ, પડિક્કમણું ચાર એ ચાર આવશ્યક પૂરા થયા. પાંચમા આવશ્યકની આજ્ઞા માગું છું.

ઇતિ આવશ્યક ચોથો સંપુર્ણ.

---

## આવશ્યક ૫ મો.

### કાયોત્સર્ગ.

દેવસિય-પાયચ્છિત વિશુદ્ધનાર્થં, કરેમિ કાઉસ્સગ્ગં, એમ આજ્ઞા માગી, (એક નવકાર, કરેમિ ભંતે, ઇચ્છામિ ઠામિ કાઉસ્સગ્ગં અને તસ્સ ઉત્તરી કરણેણુંનો પાઠ બોલી, ચાર* લોગસ્સનો કાઉસ્સગ્ગ કરવો ત્યારબાદ 'નમો અરિહંતાણું' બોલી, બે વખત ઇચ્છામિ ખમાસમણા નો પાઠ બોલવો ત્યારપછી સ્વામિનાથ! સામાયિક એક, ચોવીસંથવો બે, વંદણા ત્રણ, પડિક્કમણું ચાર, કાઉસ્સગ્ગ પાંચ એ પાંચ આવશ્યક પૂરા થયા, છઠ્ઠા આવશ્યક-પચ્ચકખાણની આજ્ઞા.]

ઇતિ પંચમ આવશ્યક.

---

## આવશ્યક ૬ ઠો.

### પ્રત્યાખ્યાન ( પચ્ચકખાણ. )

### પચ્ચકખાણ પહેલું, નોકારશીનું.

સૂરે ઉગ્ગએ, નમુક્કાર સહિયં પચ્ચકખામિ, ચઉવ્વિહંપિ આહારં, અસણં પાણં ખાઇમં સાઇમં, [1]અન્નત્થણાભોગેણં, [2]સહસાગારેણં, અપ્પાણં વોસિરામિ. ૧

---

* હમેશાં સાંજ સવારે પ્રતિક્રમણ કરતાં ચાર, ચાર લોગસ્સનો કાઉસ્સગ્ગ કરવો. પક્ષિ-પ્રતિક્રમણમાં બાર લોગસ્સનો, સાંવત્સરિક પ્રતિક્રમણમાં ચાલીશ લોગસ્સનો અને ચાતુર્માસિક-પ્રતિક્રમણમાં વીશ લોગસ્સનો કાઉસ્સગ્ગ કરવો.

## પચ્ચકખાણ બીજું, પોરસીનું.

સૂરેઉગ્ગએ, પોરસિં પચ્ચકખામિ, ચઉવ્વિહંપિ આહારં, અસણં પાણં ખાઇમં સાઇમં, અ[1]ન્નત્થણા ભોગેણં, સહ[2]સાગારેણં, પચ્છ[3]ન્નકાલેણં, દિસા[4]મોહેણં, સાહુ[5]વયણેણં, સવ્વસ[6]માહિવત્તિયાગારેણં, અપ્પાણં, વોસિરામિ. ૨.

..............

## પચ્ચકખાણ ત્રીજું, સાઢપોરસી, અને પુરિમડ્ઢનું. (પૂર્વાર્દ્ધ)

સૂરેઉગ્ગએ, સાઢપોરસિય–પુરિમડ્ઢં પચ્ચકખામિ, ચઉવ્વિહંપિ આહારં, અસણં પાણં ખાઇમં સાઇમં, અન્ન[1]ત્થણા ભોગેણં, સહ[2]સાગારેણં, પચ્છન્ન[3]કાલેણં, દિસા[4]મોહેણં, સાહુ[5]વયણેણં, મહત્ત[6]રાગારેણં, સવ્વસ[7]માહિવત્તિયાગારેણં, અપ્પાણં વોસિરામિ. ૩.

---

## પચ્ચકખાણ ચોથું, એકટાણાનું.

સૂરેઉગ્ગએ એકટાણા ઉપરાંત, દુવિહંપિ આહારં પચ્ચકખામિ, અસણં, ખાઇમં, અન્ન[1]ત્થણાભોગુણં સહ[2]સાગારેણં, સા[3]ગારિ આગારેણં, આઉટ્ટણ[4]પસારેણં, ગુરૂઅ[5]બ્ભુટ્ઠાણેણં* મહત્ત[6]રાગારેણં, સવ્વસમાહિ વત્તિયાગારેણં, અપ્પાણં વોસિરામિ. ૪.

~~~~~~~~~~

## પચ્ચકખાણ પાંચમું, એકલઠ્ઠાણાનું. [અથવા એકાસણાનું.]

એકલઠ્ઠાણા (એકાસણા) ઉપરાંત, તિવિહં અથવા

---

* પારિઠ્ઠાવણિયા ગારેણં=આ આગાર મુનિઓ માટે છે.
~~~~~~~~~~

ચઉવ્વિહંપિ આહારં પચ્ચક્ખામિ, અસણં પાણં ખાઇમં, સાઇમં, અન્નત્થ[1]ણા ભોગેણં, સહ[2]સાગારેણં, ગુરૂઅ[3]બ્ભુટ્ઠાણેણં, સવ્વસમા[4]હિવત્તિયાગારેણં, અપ્પાણં વોસિરામિ. ૫.

## પચ્ચક્ખાણ છટ્ઠું, આયંબિલનું.

સૂરે ઉગ્ગએ, આયંબિલં પચ્ચક્માખિ, તિવિહંપિ, આહારં, અસણં ખાઇમં સાઇમં, અન્ન[1]ત્થણાભોગેણં, સહસા[2]ગારેણં, લેવા[3]લેવેણં, ગિહત્થ[4]સંસટ્ઠેણં, ઉક્ખિત[5]-વિવેગેણં મહ[6]ત્તરાગારેણં, સવ્વ[7]સમાહિ વત્તિયાગારેણં, અપ્પાણં વોસિરામિ. ૬.

## પચ્ચક્ખાણ સાતમું, નીવીનું.

સૂરે ઉગ્ગએ, નિવ્વિ ગઇયં પચ્ચક્ખામિ, તિવિહંપિ આહારં, અસણં ખાઇમં, સાઇમં, અન્નત્થ[1]ણાભોગેણં, સહસા[2]ગારેણં, લેવા[3]લેવેણં, ગિહત્થ[4]સંસટ્ઠેણં, ઉક્ખિત્ત-વિવેગેણં, પડુચ્ચ[6]મક્ખિએણં, મહત્તા[7]ગારેણં, સવ્વસ[8]માહિવત્તિયાગારેણં, અપ્પાણં વોસિરામિ. ૭.

## પચ્ચક્ખાણ આઠમું, ઉપવાસનું.

સૂરે ઉગ્ગએ, ચઉત્થભત્તં અથવા અભત્તટ્ઠં પચ્ચક્ખામિ, તિવિહં અથવા ચઉવ્વિહંપિ આહારં, અસણં પાણં ખાઇમં સાઇમં, અન્નત્થ[1]ણાભોગેણં, સહ[2]સાગારેણં, મહત્તરા[3]ગારેણં, સવ્વ[4]સમાહિવત્તિયાગારેણં, અપ્પાણં વોસિરામિ ૮.

## પચ્ચક્ખાણ નવમું, ચઉવ્વિહારનું.

સૂરે ઉગ્ગએ, અથવા દિવસ ચરિમં, ચઉવ્વિહંપિ આહારં પચ્ચક્ખામિ, અસણં પાણં ખાઈમં સાઈમં, અન્ન[૧]ત્થણાભોગેણં, સહ[૨]સાગારેણં મહ[૩]ત્તરાગારેણં, સવ્વ[૪]સમાહિવત્તિયાગારેણં, અપ્પાણં વોસિરામિ. ૯.

---

## પચ્ચક્ખાણ દશમું, અભિગ્રહનું.

સૂરે ઉગ્ગએ, ગંઠિ સહિયં, મુટ્ઠિસહિયં, અભિગ્ગહં પચ્ચક્ખામિ, ચઉવ્વિહંપિ આહારં, અસણં પાણં ખાઈમં સાઈમં, અન્નત્થણા[૧]ભોગેણં, સહ[૨]સાગારેણં, મહત્ત[૩]રાગારેણં, સવ્વસમા[૪]હિવત્તિયાગારેણં, અપ્પાણં વોસિરામિ.

ગુર્વાદિકને સવિનય, વિધિપૂર્વક, વંદન કરી, ઉપરોક્ત દશ પચ્ચક્ખાણમાંથી, ગમે તે એક પચ્ચક્ખાણ, યથાશક્તિ, પોતાથી પળી શકે તેવું, અથવા અન્ય કોઈપણ જાતિનું એક પચ્ચક્ખાણ, જરૂર કરવું જોઈએ.. એમાં અંતર પડવા દેવો નહિં. ×

(છઠ્ઠા આવશ્યકમાં પચ્ચક્ખાણ કર્યાબાદ) સ્વામિનાથ ! સામાયિક એક, ચોવીસંથવો બે, વંદણા ત્રણ, પડિક્કમણું ચાર, કાઉસ્સગ્ગ પાંચ, પચ્ચક્ખાણ છ, એ છ આવશ્યક પૂરા થયા, તેમાં પ્રમાદ વશથી, અણઉપયોગથી, જે કોઈ

---

× સાધુજીની હાજરી હોય તો તેમની પાસેથી અગર સાધુજી ન હોય તો, વડેરા શ્રાવક પાસેથી પચ્ચક્ખાણ લેવા. એકાકી હોઈએ તો પોતાની મેળે પચ્ચક્ખાણ લઈ લેવા.

દોષ લાગ્યો હોય, અશુદ્ધ બોલાણું હોય તો, અનંત સિદ્ધ, કેવલી, ગુરૂ, આત્માની શાક્ષીએ, તસ્સ મિચ્છામિ દુક્કડં.

## ૭ આવશ્યક થયા બાદ છેલ્લો વિધિ-પાઠ.

મિથ્યાત્વનું પડિક્કમણું, અવ્રતનું પડિક્કમણું, પ્રમાદનું પડિક્કમણું, કષાયનું પડિક્કમણું, અશુભ જોગનું પડિક્કમણું, એ પ્યાશી બોલનું પડિક્કમણું, ગયાકાલનું પડિક્કમણું, વર્ત્તમાન કાલનો સંવર, આવતા કાલના પચ્ચક્ખાણ, કરણસચ્ચે, જોગસચ્ચે, ભાવસચ્ચે, તમેવસચ્ચં, નિસંકિયં, નિકંખિયં, જં જિણેહિં પવેઇયં, એવંમાણે, ધારેમાણે, પકરેમાણે, ચિઠ્ઠેમાણે, આણાએ આરાહિયં, અણુપાલિયં ન ભવઈ તસ્સ મિચ્છામિ દુક્કડં. કરેમિ મંગલં, મહા મંગલં, થય-(થવ) થુઇ મંગલં, સાચાની સદ્દહણા, જૂઠાનું મિચ્છામિ દુક્કડં.

[એટલું બોલ્યા પછી, ત્રણ વખત વંદન કરી, ત્રણ નમુત્થુણાં કહેવાં.]

ઇતિ આવશ્યક (પ્રતિક્રમણ) સૂત્ર સમાપ્ત.

## પૌષધ વિધિ.

### અગિયારમું પૌષધવ્રત બાંધવાનો વિધિ.

દ્રવ્ય થકી સાવજ્જ જોગ સેવવાનાં પચ્ચક્ખાણ, ક્ષેત્ર થકી આખા લોક પ્રમાણે, કાલ થકી કાલ દિવસ ઉગ્યા સુધી, ભાવ થકી આઠ કોટિએ, પચ્ચક્ખાણ, ઉપયોગ સહિત, અગ્યારમું પૌષધવ્રત, અસણં, પાણં, ખાઇમં સાઇમંના પચ્ચક્ખાણ,

અબંભ સેવવાના પચ્ચકખાણ, મણિ–સુવન્નના પચ્ચકખાણ, માલાવન્નગ વિલેવણના પચ્ચકખાણ, સત્થ–મૂસલાદિક–સાવજ્જ જોગ સેવવાના પચ્ચકખાણ, જાવ અહોરત્તં પજ્જુવાસામિ, દુવિહં, તિવિહેણં, ન કરેમિ, ન કારવેમિ, મણેણં, વાયાએ, કાયેણં, કરંતં નાણુજાણામિ, વાયાએ, કાયેણ, તસ્સ ભંતે! પડિક્કમામિ, નિંદામિ, ગરિહામિ, અપ્પાણં વોસિરામિ.

## દશમું દિશાવગાસિક વ્રત બાંધવાનો વિધિ.

દ્રવ્ય થકી સાવજ્જ જોગ સેવવાના પચ્ચકખાણ, ક્ષેત્ર થકી આખા લોક પ્રમાણે, કાલ થકી કાલ દિવસ ઉગ્યા સુધી, ભાવ થકી આઠ કોટિએ પચ્ચકખાણ, ઉપયોગ સહિત, દશમું દિશાવકાસિક વ્રત, જાવ નિયમ પજ્જુવાસામિ, દુવિહં, તિવિહેણં, ન કરેમિ, ન કારવેમિ, મણેમં, વાયાએ, કાયેણં, કરંતં નાણુજાણામિ, વાયાએ, કાયેણં, તસ્સભંતે! પડિક્કમામિ, નંદામિ, ગરિહામિ, અપ્પાણં, વોસિરામિ.

## સંવર–પોષધ–બાંધવાનો વિધિ.

દ્રવ્યે, ક્ષેત્રે, કાલે, ભાવે, કાલ દિન ઉગ્યા સુધી, પાંચ આસ્ત્રવ સેવવાનાં પચ્ચકખાણ, માંહે રહી ધર્મ ધ્યાન કરવું તસ્સ ભંતે! પડિક્કમામિ, નિંદામિ, ગરિહામિ, અપ્પાણં વોસિરામિ.

## પોતાની મેળે પૌષધ બાંધવું હોય તો, નીચે પ્રમાણે પાઠ બોલવો.

કરેમિ ભંતે! પોસહં, અસણં, પાણં, ખાઇમં, સાઇમં,

પચ્ચકખામિ, અબંભ પચ્ચકખામિ, મણિસુવન્નં, પચ્ચકખામિ, માલાવન્નગ-વિલેવણું પચ્ચકખામિ, સત્થ-મૂસલાદિક સાવજ્જં જોગં પચ્ચકખામિ, જાવ અહોરત્તં, પજ્જુવાસામિ, દુવિહં, તિવિહેણું, ન કરેમિ, ન કારવેમિ, મણેણું, વાયાએ, કાયેણું, કરંતં નાણુજાણામિ, વાયાએ, કાયેણું, તસ્સ ભંતે! પડિક્કમામિ, નિંદામિ, ગરિહામિ, અપ્પાણું વોસિરામિ.

------------------

## પોરસી પૌષધનો વિધિ.

કાલથકી, મૂળથી, પોર દિવસ ચડયા સુધી, ભાવ થકી આઠ કોટિએ, વિગેરે વિધિ, દશમા, અગ્યારમા પૌષધ વ્રતના વિધિ પ્રમાણે જાણવો.

---

## અગ્યારમું પોષધ-વ્રત પાળવાનો વિધિ.

એહવા, અગ્યારમા પૌષધ વ્રતના, પંચ અઇયારા, જાણિયવ્વા, ન સમાયરિયવ્વા, તં જહા તે આલોઉં અપ્પડિલેહિયદુપ્પડિલેહિય-સિજ્જાસંથારે અપ્પમજ્જિય-દુપ્પમજ્જિય-સિજ્જાસંથારે, અપ્પડિલેહિય-દુપ્પડિલેહિય-ઉચ્ચાર પાસવણ ભૂમી, અપ્પમજ્જિય-દુપ્પમજ્જિય-ઉચ્ચાર પાસવણ ભૂમી, પોસહસ્સ સમં અણુણુ પાલણયા એ પાંચ અતિચાર માંહેલો, જે કોઈ અતિચાર દોષ લાગ્યો હોય તો, તસ્સ મિચ્છામિ દુક્કડં. ૧

પૌષધ વ્રત, સમકાએણું, ફાસિયં, પાલિયં, તિરિયં, કિટ્ટિયં, સોહિયં, આરાહિયં, આણાએ અણુપાલિયં, ન ભવઇ, તસ્સ મિચ્છામિ દુક્કડં. ૨

પૌષધ વ્રતમાં, એકવીશ દોષ માંહેલો, જે કોઇ દોષ લાગ્યો હોય તો, તસ્સ મિચ્છામિ દુક્કડં. ૩

પૌષધ વ્રતમાં સ્ત્રીકથા ભક્તકથા, દેશકથા, રાજ્ય કથા એ ચાર કથા માંહેલી જે કોઇ કથા કરી હોય તો, તસ્સ મિચ્છામિ દુક્કડં. ૪

પૌષધ વ્રતમાં, આહાર સંજ્ઞા, ભય સંજ્ઞા, મૈથુન સંજ્ઞા, પરિગ્રહ સંજ્ઞા, એ ચાર સંજ્ઞા માંહેલી, જે કોઇ સંજ્ઞા કરી હોય તો, તસ્સ મિચ્છામિ દુક્કડં. ૫

પૌષધ વ્રત, વિધિએ લીધું વિધિએ પાર્યું, વિધિએ કરતાં, અવિધિએ થયું હોય તો, તસ્સ મિચ્છામિ દુક્કડં. ૬

પૌષધ વ્રતમાં, અતિક્રમ, વ્યતિક્રમ, અતિચાર, અણાચાર, જાણતાં, અજાણતાં, મને, વચને, કાયાએ કરી, જે કોઇ દોષ લાગ્યો હોયતો, તસ્સ મિચ્છામિ દુક્કડં. ૭

પૌષધ વ્રતને વિષે, ભણતાં, ગણતાં, કાનો, માત્રા, મીંડી, ગાથા, પદ, અક્ષર, ઓછું, અધિકું, વિપરિત ભણાયું હોય તો, અરિહંત, સિદ્ધ, કેવલી, ગુરૂ, આત્માની સાક્ષીએ, તસ્સ મિચ્છામિ દુક્કડં. ૮

પોષાને વિષે, ઉઠતાં, બેસતાં, આવતાં, જતાં, પડિલેહણ પથારી કરતાં અને પરઠવવા જતાં, કોઈ દોષ લાગ્યો હોય તો, તસ્સ મિચ્છામિ દુક્કડં. ૯

## દશમું દિશાવકાસિક વ્રત પાળવાનો વિધિ.

એહવા, દશમા દિશાવકાસિક—પૌષધ વ્રતના પંચ અઈયારા, જાણિયવ્વા, ન સમાયરિયવ્વા, તં જહા તે

આલોઉં–આણુવણુ–પ્પઓગે, પેસવણુ–પ્પઓગે, સદ્દાણુવાએ, રૂવાણુવાએ, બહિયા પોગ્ગલ–પ્પક્ખેવે, એ પાંચ અતિચાર માંહેલો, જે કોઈ અતિચાર દોષ લાગ્યો હોય તો, તસ્સ મિચ્છામિ દુક્કડં.

બાકીના સવ વિધિ પાઠો, અગ્યારમા પૌષધવ્રતની પેઠે કહેવાના છે. એટલું વિશેષ–અગ્યારમાને બદલે દશમા પૌષધવ્રતનું નામ કહેવું.

## સંવર પોષધ વ્રત પાળવાનો વિધિ.

સંવર પૌષધ, સમકાએણં ફાસિયં, પાલિયં, તિરિયં, કિટ્ટિયં, સોહિયં, આરાહિયં, આણાએ અણુપાલિઅં, ન ભવઇ, તસ્સ મિચ્છામિ દુક્કડં.

બાકી સર્વ વિધિઓ પૂર્વની પેઠે વિશેષ–અગ્યારમા પૌષધ વ્રતને બદલે, સંવર પૌષધ વ્રત બોલવું.

પોતાની મેળે લીધેલા, પૌષધ વ્રત, પાળવાનો વિધિ, ઉપર પ્રમાણે. પોરસી પૌષધવ્રત, સમકાએણં ફાસિયં, પાલિયં, તિરિયં, કિટ્ટિયં, સોહિયં, આરાહિયં, આણાએ અણુપાલિયં, ન ભવઇ, તસ્સ મિચ્છામિ દુક્કડં બાકીના વિધિપાઠો સર્વે ઉપર પ્રમાણે.

નોકારશી, પોરસી, સાઠ પોરસી, પુરિમદ્ધ, એકટાણું, એકાસણું, આયંબિલ, નિવિ, ઉપવાસ, ચઉવ્વિહાર કે અભિગ્રહ વિગેરે આ ઉપરોક્ત નિયમોમાંથી, કોઈપણ નિયમ લીધો હોય, તે નિયમનો વખત પૂર્ણ થયે પાળવો જોઇએ. તે નિયમ પાળવાનો વિધિઃ–પ્રથમ જે નિયમ લીધો હોય તે નિયમનું નામ લેવું. (નોકારસી,

વિગેરે અને પછી ) સમકાએણું, ફાસિયં, પાલિયં, તિરિયં, કિટ્ટિયં, આરાહિયં, આણાએ અણુપાલિયં, નભવઇ, તસ્સ મિચ્છામિ દુક્કડં. તે નિયમ ( જે નિયમ લીધો હોય તેનું નામ લેવું ) વિધિએ લીધો, વિધિએ પાલ્યો, વિધિએ કરતાં અવિધિએ થયો હોયતો, તસ્સ મિચ્છામિ દુક્કડં. તે નિયમમાં (નામ લેવું) અતિક્રમ, વ્યતિક્રમ, અતિચાર, અણાચાર, જાણતાં અજાણતાં, મનેં, વચને, કાયાયેં કરી જે કોઈ દોષ લાગ્યો હોયતો, તસ્સ, મિચ્છામિ દુક્કડં. બાકીના વિધિઓની જરૂર નથી.

ઇતિ પૌષધ વિધિ તથા અન્ય નિયમો પાળવાનો વિધિ સંપૂર્ણ.

## કાઉસ્સગ્ગ-વિધિ.

પૌષધ વ્રત ધારી શ્રાવકે, નિદ્રામાંથી જાગ્રત થયા પછી, ઇરિયાવહીનો પાઠ તથા પ્રથમ શ્રમણ સૂત્રનો કાઉસ્સગ્ગ કરવો જોઇએ. તેમજ પાત્રો વિગેરે પરઠવી આવ્યા પછી, પરિયાવહીના પાઠનો કાઉસ્સગ્ગ કરવો. એક નવકાર, તિક્ખુતો, ઇચ્છામિ પડિક્કમિઉં અને તસ્સ ઉત્તરી એ ચાર પાઠ બોલ્યા પછી, જે જે કાઉસ્સગ્ગ કરવો હોય, તે કાઉસ્સગ્ગ કરવો. કાઉસ્સગ્ગ પાલ્યા પછી, એક લોગસ્સ બોલવો.

## ચઉમ્માસિય પડિક્કમણાનો વિધિ.

ચૌમાસિક (કાર્તિક પૂર્ણિમા) દિવસે, સાંજે બે પ્રતિક્રમણ કરવા જોઇએ. પહેલા પ્રતિક્રમણમાં–દેવસિય પક્ખિય

પડિક્કમણાની આજ્ઞા માગવી. પહેલાથી માંડી ચોથો આવશ્યક (ખામણા પછી બે ઇચ્છામિ ખમાસમણા બોલાય ત્યાંસુધી) પૂર્ણ થાય, ત્યાં સુધીમાં, જ્યાં 'દેવસિય' શબ્દ આવે ત્યાં 'દેવસિય પક્ખિય' શબ્દ બોલવો. પાંચમા આવશ્યકની આજ્ઞા લેવાને બદલે, 'ચઉમ્માસિય પડિક્કમણા' ની [આવશ્યક પહેલાની] આજ્ઞા માગવી. પૂર્વ પેઠે ચાર આવશ્યક પૂર્ણ કરવા. જ્યાં 'દેવસિય' શબ્દ આવે ત્યાં માત્ર 'ચઉમ્માસિય' શબ્દ બોલાવો. ત્યારપછી પાંચમા આવશ્યકની આજ્ઞા માગવી. છેવટ સુધીમાં જ્યાં 'દેવસિય' શબ્દ આવે ત્યાં 'દેવસિય, પક્ખિય ચઉમ્માસિય' શબ્દ બોલાવો. એ રીતે છ આવશ્યક પૂર્ણ કરવા.

---

## ક્ષેત્ર વિશુદ્ધિનો વિધિ.

સામાયિક બાંધ્યા ને એક ઘડી ઉપરાંત વખત થયો હોય, (પ્રતિક્રમણના પ્રથમ આવશ્યકની આજ્ઞા લેવી હોય ત્યારે) તથા પૌષધ કર્યું હોય અને સાંજ સવાર પ્રતિક્રમણ કરવું હોય ત્યારે, પ્રથમ ક્ષેત્ર વિશુદ્ધિ (નીચે પ્રમાણે) કરવી જોઇએ,

ક્ષેત્ર વિશુદ્ધિની આજ્ઞા માગી, અને નવકાર, તિક્ખુત્તો, ઇરિયા વહિયા, તસ્સ ઉત્તરી, ઇરિયા વહિયાનો કાઉસ્સગ્ગ, એક લોગસ્સ અને ત્રણ નમુત્થુણાં. એ પ્રમાણે પાઠો બોલ્યા પછી, પ્રથમ આવશ્યકની આજ્ઞા માગવી.

ઇતિ વિધિપાઠ.

# પ્રકીર્ણ સજ્ઝાયો.

## સાંજે પ્રતિક્રમણ કર્યા બાદ બોલવાની સ્તુતિ

( પંચ પરમેષ્ઠીની )

અરિહંતા મુજઝ મંગલં, અરિહંતા મુજઝ દેવયં;
અરિહંતા કિત્તઇત્તાણું, વોસિરામિત્તિ પાવકમ્મં. ૧
સિદ્ધા મુજઝ મંગલં, સિદ્ધા મુજઝ દેવયં;
સિધ્ધા કિત્તઇત્તાણું, વોસિરામિત્તિ પાવકમ્મં. ૨
આયરિયા મુજઝ મંગલં, આયરિયા મુજઝ દેવયં;
આયરિયા કિત્તઇત્તાણું, વોસિરામિત્તિ પાવકમ્મં. ૩
ઉવજ્ઝાયા મુજઝ મંગલં, ઉવજઝાયા મુજ્ય દેવયં;
ઉવજઝાયા કિત્તઇત્તાણું, વોસિરામિત્તિ પાવકમ્મં. ૪
સવ્વસાહૂ મુજઝ મંગલં, સવ્વસાહૂ મુજઝ દેવયં;
સવ્વસાહૂ કિત્તઇત્તાણું, વોસિરામિત્તિ પાવકમ્મં. ૫
ઇઇ પંચ મુજઝ મંગલં, ઇઇ પંચ મુજઝ દેવયં;
ઇઇ પંચ કિત્તઇત્તાણું, વોસિરામિત્તિ પાવકમ્મં. ૬

---

## પ્રતિક્રમણની સજ્ઝાય.

( બેડલે ભાર ઘણો છે રાજ. એ દેશી. )

પંચ પ્રમાદ તજી પડિક્કમણું, સાંજ સવારો કીજે;
અરિહંત સિદ્ધ સાધુની સાંખે, પાપ આલોયણ લીજે.
સંઘે કરવું તે રંગે રાજ, પડિક્કમણું મન ચંગે. એ ટેક.
જ્ઞાન અક્ષર ઓછું અધિકું, કાનો માત્રા ભાંખ્યું;
જિન મારગમાં શંકા કંખા, મિથ્યાત્વ મનમાં રાખ્યું. સંઘે.

જીવ છકાયના આરંભ સમારંભ, તિવ્ર પરિણામે કીધા;
ક્રોધ કષાય વળી જુઠું બોલી, અદત્તાદાનજ લીધા. સંધે. ૩.

પરસ્ત્રી દેખી પ્રેમ વધાર્યો, ધન લોભે મન લાગો;
દેશો દેશમાં અધિક વધારી, ખાવા પહેરણ આગો. સંધે. ૪.

કર્માદાન અનર્થા દંડે, શુદ્ધ સામાયિક નાવ્યો;
દેશાવકાસિક આઠમ પાખી, પોષો ભલો નવિ ભાવ્યો. સંધે. ૫.

જિમણ વેલા જિમવા બેઠો, સાધ ચિંતવણા વિસરિયો;
સંલેખના તપ વીર્ય એકસો, ચોવીશ દૂષણે ભરિયો. સંધે. ૬.

જાણે અજાણે જે પડિક્કમશે, તે કર્મે હળવો થાશે;
વિણાગ નાગ મંત્રીને દ્રષ્ટાંતે, અંતે તે મુક્તે જાશે. સંધે. ૭.

મન, વચન, કાયા, શુદ્ધ કરીને, જે પડિક્કમણું કરશે;
ઉના નગરમાં ગણી તેજસીં ભાંખે, તે ભવસાગર તરશે. સંધે. ૮

ઇતિ સંપુર્ણ.

---

## પ્રતિક્રમણથી થતાં લાભ વિષે.

કર પડિક્કમણું રે.ભાવશું, દોય ઘડી શુભ ધ્યાન, લાલરે;
પર ભવ જાતાં જીવને, સંબલ સાચું જાણ, લાલરે. કર. ૧.

શ્રી વીર મુખ એમ ઉચ્ચરે, શ્રેણિકરાય પ્રત્યે વાણ લાલરે;
લાખ ખાંડી સોવન તણી, દિયે તે દિન પ્રત્યે દાન, લાલરે. કર. ૨.

લાખ વરસ લગે તે વળી, એમ દિયે દ્રવ્ય અપાર, લાલરે;
એક સામાયિકને તોલે નાવે તેહ લગાર, લાલરે. કર. ૩.

સામાયિક ચોવીસંથવો, વંદના દોય દોય વાર, લાલરે;
વ્રત સંભારો રે આપણાં, પાળો નિર અતિચાર, લાલરે કર. ૪.

કર કાઉસગ્ગ શુભધ્યાનથી, પચ્ચખ્ખાણુ શુધ્ધ વિચાર, લાલરે;
હોય સંધ્યાએ તે વળી, ટાળો ટાળો અતિચાર, લાલરે. કર. ૫.
શ્રી સામાયિક પ્રતાપથી, લહિએ અમર વિમાન, લાલરે;
ધર્મસિંહ મુનિ એમ ભણે, એ છે મુકિત નિદાન, લાલરે. કર. ૬.

---

## પાંચ ગતિમાં જવાનાં કારણો.

(અરણિક મુનિવર ચાલ્યા ગોચરી. એ દેશી.)

આરંભ કરતાંરે જીવ શકે નહિ, ધન મેલણુ તૃષ્ણા આપારોજી;
ઘાત કરેરે પંચેંદ્રિય જીવની, મદ મંસનો કરે આહારોજી.
એ ચાર પ્રકારે રે જીવ જાય નરકમાં. ૧

કૂડ કપટને રે ગૂઢ માયા કરી, વળી બોલે મુસાવાયજી;
કૂડાં તોલાં રે કૂડાં માપલાં, ખોટા લેખ લખાયજી.
એ ચાર પ્રકારે રે જીવ જાય તિર્યંચમાં. ૨

સરલ સ્વભાવીરે ભદ્રિક પરિણામથી, વિનય તણો ગુણ આયજી;
દયા ભાવરે રાખે દિલમાં, મત્સર નહિં ઘટમાંયજી.
એ ચાર પ્રકારે રે જીવ જાય મનુષ્યમાં. ૩

સરાગપણાથી રે પાળે સાધુપણું, વળી શ્રાવકનાં વ્રત બારજી;
અજ્ઞાન કષ્ટ રે કરે વિવિધ પરે, અકામ નિર્જરા બહુ વારજી,
એ ચાર પ્રકારે રે જીવ થાય દેવતા. ૪

જ્ઞાનથી જાણે રે જીવ અજીવને, વળી શ્રદ્ધા સમકિત આવેજી;
ચારિત્રથી રોકે રે નવાં કર્મ આવતાં, તપે પૂર્વલાં કર્મ ખપાવેજી.
એ ચાર પ્રકારે રે જીવ જાય મોક્ષમાં. ૫

.............

## ચાર ગતિમાંથી આવેલા જીવોનાં લક્ષણો.

( આ ભવ રત્નચિંતામણિ સરિખો. એ દેશી. )

ધર્મપ્રિય વળી શરીર નિરોગી, બુદ્ધિ ઘણી તેમ દાનીજી;
સ્રી વલ્લભ દ્રવ્યલાભ ઘણેરો, સ્વજન પૂજક પ્રિય વાણીજી.
દેવગતિથી આવ્યો જીવડલો, તસ લક્ષણ કહ્યાં નાણીજી. ૧
સંતોષીને વિનીત દયાળુ, દાન રૂચિ જે હોયજી;
સરલ સ્વભાવી હર્ષિત મુખડું, મધ્યદર્શી સંત સોયજી,
મનુષ્ય ગતિથી આવ્યો જીવડલો, તસ લક્ષણ કહ્યાં નાણીજી. ૨
આશા તૃષ્ણા લોભ ઘણેરો, માયા કપટ કરાયજી;
માઠા સ્વપ્ન આવે વારંવારે, આળસુ મૂઢ કહાયજી,
તિર્યગ્ગતિથી આવ્યો જીવડલો, તસ લક્ષણ કહ્યાં નાણીજી. ૩
સ્વજન તણો જે હોય વિરોધી, દેહ રોગી મૂર્ખ સંગીજી;
અતિ રોષીને કટુકજ વાણી, હોય વળી બહુ રંગીજી,
નરકગતિથી આવ્યો જીવડલો, તસ લક્ષણ કહ્યાં નાણીજી. ૪
ચાર ગતિમાંથી જે આવ્યા, તેમનાં લક્ષણ જાણોજી;
ભણતાં ગણતાં ને આચરતાં, રત્નત્રયી દિલ આણોજી,
ચાર ગતિથી આવ્યાં જીવડલા, લક્ષણ તાસ પ્રમાણોજી. ૫

---

## માર્ગાનુસારીના ૩૫ બોલ, (ગુણ)

[ ઓધવજી સંદેશો કહેજો મારા નાથને, એ દેશી. ]

ન્યાય[1] થકી ધન સંપાદન કરવું સદા,
શિષ્ટા[2]ચાર પ્રશંસા કરવી નિત્યજો;
સ્વગો[3]ત્રી સાથે સગપણ કરવું નહિ,
પાપ[4]ભીરૂ થઈ વર્ત્તો માર્ગે સત્યજો.

**માર્ગાનુસારી શુદ્ધા શ્રાવક સુણો. એ ટેક. ૧**

૫ પ્રસિદ્ધ દેશાચાર પ્રમાણે વર્ત્તવું,
૬ કોઈના અવર્ણવાદ ન બોલવા મુખજો;
૭ અતિ ગુપ્ત અતિદ્વારનું સ્થાનક વર્જવું,
૮ શુભ પડોશમાં વસતાં થાયે સુખજો.—માર્ગા. ૨.
૯ સારા જનની સોબતમાં વસવું સદા,
૧૦ વિનયે માત પિતાની કરવી સેવજો;
૧૧ ભયવાળા સ્થાનકમાં કદિ વસવું નહિં,
૧૨ નિંદિત કાર્યની તજવી માઠી ટેવજો.—માર્ગા. ૩.
૧૩ આવકને અનુસારે વ્યય કરતો રહે,
૧૪ વિત્ત અનુસારે ધારે સાદો વેષજો;
૧૫ આઠ ગુણો બુદ્ધિના ઉરમાં ધારવા,
૧૬ અજીર્ણે નવિ ભોજન કરવું વિશેષજો.—માર્ગા. ૪.
૧૭ સાત્વિક રૂચિ અનુસારે અન્ન આરોગવું,
૧૮ અબાધિત ત્રણ વર્ગો સાધન સાધ્યજો;
૧૯ ગુણી જનની ભક્તિ કરવી રૂડી પરે,
૨૦ અસત કદાગ્રહ તજવો દુરા રાધ્યજો.—માર્ગા. ૫.
૨૧ પક્ષપાત સૌજન્ય તણો કરવો મને,
૨૨ નિષિદ્ધ દેશે નવિ કરવો વિહાર જો;
૨૩ કાર્યારંભ સ્વશક્તિ અનુસારે કરે,
૨૪ અભ્યુત્થાન કરવો જ્ઞાનીનો ઉદારજો.—માર્ગા. ૬.
૨૫ પરિજનનું પોષણ કરવું પ્રેમે કરી,
૨૬ વિશાળ દૃષ્ટિએ પૂર્વાપર વિચારજો;
૨૭ સ્વપર કૃત્યાકૃત્યનું અંતર જાણવું,
૨૮ ભૂલવો નહિ અન્ય જનનો કૃત ઉપકારજો.—માર્ગા. ૭.

૨૯ જનવલ્લભ થાવાના સદ્‌ગુણ આચરો,
૩૦ લજ્જાવંત બનો મતિવંત સુસંતજો;
૩૧ દયાવંત થઇ આર્ય કાર્ય કરવાં સદા,
૩૨ સૌમ્ય પ્રકૃતિ રાખવી હૃદય અનંતજો.—માર્ગા. ૮.
૩૩ પર ઉપકારમાં સત્ત્વર અંતર જોડવું,
૩૪ અંતરંગ છ શત્રુ કરવા દૂરજો;
૩૫ વિજય મેળવો ઇન્દ્રિય ઉપર સર્વદા,
દેશવ્રતિ થાવાના ગુણ એ ધૂરજો.—માર્ગા. ૯.
અહો ! અણુવ્રતિ ! આ ઉત્તમ શિક્ષા અનુસરો,
શુભ આચારે ધર્મવૃદ્ધિ ગત થાયજો;
વ્યોમ[૦] ઋષિ[૭] નિધિ[૯] સોમ[૧] સાલે અર્જુનપુરે,
નાગચંદ્ર કહે સદ્‌ગુરૂને સુપસાયજો.—માર્ગા. ૧૦.

## શ્રાવકના એકવીશ ગુણ વિષે.

રાગ ઉપર પ્રમાણે.

ધર્મ રત્નને લાયક સહુ શ્રાવક સુણો,
ધર્મ વિનાં ઉત્તમ ભવ એળે જાયજો;
પણ ગુણ વિણ ન પમાયે ધર્મની યોગ્યતા,
અંક વિના જેમ મિંડાં વ્યર્થ ગણાયજો.
ધર્મ રત્નના ધારક સહુ શ્રાવક સુણો—એ ટેક૦ ૧
૧ ક્ષુદ્રપણું તજી ગંભીરતા અતિ આદરો,
૨ શુભ સંઘયણી સમરથ રૂપ નિધાન જો;
૩ સૌમ્ય પ્રકૃતિ પાપ કર્મે વર્તે નહિં,
૪ જન વિરૂદ્ધ ન સેવે જન પ્રિયવાન જો—ધર્મ૦ ૨

૫ મલીન ભાવ તજી અક્રૂર ગુણ અંગી કરે,
૬ ઇહ પરલોકે પાપથી ભીરૂ જેહ જો;
૭ અશઠપણું ગ્રહી પરને નવિ વંચે કદા,
૮ પર ઉપકાર કરે સુદાક્ષિણ્ય તેહ જો–ધર્મ૦ ૩
૯ અંગીકૃત ન તજે, ત્યજે અનિષ્ટ લજ્જાલુઓ,
૧૦ કરે દયાળુ દયા ધર્મનાં કામ જો;
૧૧ ધર્મ પરમ અવિતથ્થ લઇ મજ્ઝથ્થ ગુણ ધરે,
૧૨ ગુણરાગી ગુણ સંગ્રહે જે અભિરામ જો–ધર્મ૦ ૪
૧૩ ધર્માર્થી સત્ય કથક અશુદ્ધ કથા ત્યજે,
૧૪ ધર્મશીલ સુપક્ષ જાસ પરિવાર જો;
૧૫ દીર્ઘ દર્શી થઇ કાર્ય વિચારીને કરે,
૧૬ ગુણ દોષોનો વિશેષજ્ઞ ગુણ ધારજો–ધર્મ૦ ૫
૧૭ વૃદ્ધ સંગતથી પરિણત બુદ્ધિ સંપજે,
૧૮ વિનયવંત નિયમા પામે સુજ્ઞાન જો;
૧૯ તત્ત્વ બુદ્ધિનો જાણ કૃતજ્ઞ તે કહ્યો,
૨૦ ધર્મ બોધ દે પર ઉપકારી સુજાણ જો–ધર્મ૦ ૬
૨૧ અલ્પ પ્રયાસેં સમજે ધર્મના તત્વને,
લબ્ધ લક્ષ ગુણ ઉત્તમ જાણો એહ જો;
એ એકવીશ ગુણ અંગીકૃત કરતાં થકાં,
નાગચંદ્ર કહે ધર્મ રત્ન લહે તેહ જો–ધર્મ૦ ૭

## નાની સાધુવંદના.

સાધુજીને વંદના નિત નિત કીજે, પ્રહર ઉગમતે સૂરરે પ્રાણી;
નીચ ગતિમાં તે નવિ જાવે, પામે રીદ્ધિ ભરપૂરરે પ્રાણી. સા. ૧

મોટા તે પંચે મહાવ્રત ધારી, છ કાયના પ્રતિપાળ રે, પ્રાણી;
ભ્રમર ભિક્ષા મુનિ સૂઝતી લેવે, દોષ બેંતાલીશ ટાળરે પ્રા. સા. ૨

રીદ્ધિ સંપદા મુની કારમી જાણી, દીધી સંસારને પૂઠરે, પ્રાણી;
એવા પુરૂષની સેવા કરતાં, આઠે કરમ જાય ત્રૂટરે, પ્રા. સા. ૩

એક એક મુનિવર રસના ત્યાગી, એક એક જ્ઞાન ભંડારરે, પ્રાણી;
એક એક મુનિવર વૈયાવચ્ચ વૈરાગી, તેના ગુણનો નાવે
પારરે, પ્રા. સા. ૪

ગુણ સત્યાવીશ કરી મુનિ દીપે, જીતે પરિષહ બાવીશરે, પ્રાણી;
બાવન તો અનાચીરણ ટાળે, તેને નમાવું મારૂં શીશરે, પ્રા. સા. ૫

જહાઝ સરિખા સંત મુનીશ્વર, ભવ્ય જીવ બેસે આયરે, પ્રાણી;
પર ઉપકારી મુનિ દામ ન માગે, દેવે તે મુક્તિ
પહોંચાયરે, પ્રા. સા. ૬

એ શરણું રે પ્રાણી શાતા પામે, પાવે તે લીલ વિલાસરે, પ્રાણી;
જન્મ જરાને મરણ મિટાવે, નાવે ફરી ગર્ભાવાસરે, પ્રા. સા. ૭

એક વચન એ સદ્ગુરૂ કેરૂં, જો પ્રગટે દિલમાંયરે, પ્રાણી;
ક્રોડ કલ્યાણ સદા સુખ હોવે, કષ્ટ વિઘન મિટ જાયરે. પ્રા. સા. ૮

પ્રભાતે ઉઠીને ઉત્તમ પ્રાણી, સુણે સાધુજીનું વ્યાખ્યાનરે, પ્રાણી;
વડીરે પુન્યાઇ તે પુરૂષોની, પાવે તે અમર વિમાનરે, પ્રા. સા. ૯

સંવત્ અઢારને વર્ષ આડત્રીશે, બુસી તે ગામ ચોમાસરે, પ્રાણી;
મુનિ આસકરણજી એણી પરે જંપે, હું નો ઉત્તમ સાધુજીનો દાસરે,
પ્રાણી. સાધુજીને વંદના નિત નિત કીજે. ૧૦



## ચતુર્વિંશતિ જિન સ્તુતિઃ

( ત્રિભંગી છંદ. )

શ્રી આદિ જિણંદં સમરસકંદં અજિત જિણંદં ભજપ્રાણી;
સંભવ જગત્રાતા શિવમગરાતા દ્યો સુખશાતા હિતઆણી;
અભિનંદન દેવા સુમતિસુસેવા કરો નિત્યમેવા રિપુઘાતા,
ચોવીશ જિનરાયા મન, વચ, કાયા પ્રણમું પાયઃ દ્યો શાતા. એટેક.૧

શ્રી પદ્મસુપાસં શશિગુણરાશં સુવિધિસુવાસં હિતકારી,
શ્રી શીતલ સ્વામી અંતરયામી શિવગતિગામી ઉપકારી;
શ્રેયાંસ દયાલા પરમ કૃપાલા ભવિજન વ્હાલા જગદાતા. ચો. ૨

વાસુપૂજ્ય સુકંતં વિમલ અનંતં ધર્મ શ્રી શાંતિ સંતકારી,
કુંથુ અરનાથં તજ જગસાથં મલ્લિસુઆથં સંગધારી;
મુનિસુવ્રત સુનમિ આતમને દમી દુર્મતિને વમી તપરાતા. ચો. ૩

નેમનાથ વડાઇ નાર ન વ્યાહી તોરણ જાઈ છટકાઇ,
નાગ નાગણ તાંઈ દિયા બચાઈ પારસ સાહી સુખદાઇ;
જય જય વર્દ્ધમાનં ગુણ નિધિખાનં ત્રિજગભાનં શુદ્ધ
આતા ચો. ૪

સંસારકા ફંદા દૂર નિકંદા ધર્મકા છંદા જિણલીના,
પ્રભુ કેવલ પાયા ધર્મ સુણાયા ભવિ સમજાયા મુનિકીના;
કહે ઋષિ ત્રિલોકં સદા તસ ધોકં દ્યો સુખ થોકં
ચિત્તવ્હાતા, ચો. ૫

---

## પ્રભાતીયું.

### મહાવીર પ્રભુની સ્તુતિ રૂપ.

મુને તે દિનનો વિશ્વાસ છે, સાહેબજી તુમારો;
દાસ તુમારો વીનવે, પ્રભુ પાર ઉતારો. એ ટેક૦

ચોસઠ ઇંદ્રિજ સ્થાપિયા, ઇંદ્રાસન આપ્યું;
રાજ રીદ્ધિ સુખ સંપદા, સમકિત લઇ સ્થાપ્યું. મુને૦ ૧
ભક્ત ભલી પરે ઉદ્ધર્યો, તે તો શેઠ સુદર્શન;
શૂલિ ભાંજી સાહિબા, કીધું સિંહાસન. મુને૦ ૨
ચારિત્રથી ચૂકી કરી, ગણિકા ઘર વસીયા;
આષાઢ નંદિષેણ ઉધ્ધર્યા, તુજ ભક્તિના રસીયા. મુને૦ ૩
બારે વ્રતમા એકે નાહિં, કાંઇ નિયમ ન લીધું;
શ્રેણિક ભક્તિ જાણી કરી, તેહને નિજપદ દીધું. મુને૦ ૪
ચંદનબાલા બારણે, પ્રભુ ચાલીને આવ્યા;
બેડી ભાજી અંગ ત્હેને, શણગાર પહેરાવ્યાં; મુને૦ ૫
અગ્નિજવાલા અંગે વસે, વિષધર વિકરાલો,
ચરણે ડસ્યો ચંડકોશિયો, ઉધ્ધર્યો નાગ કાલો. મુને૦ ૬
ભક્ત ભલા બૂરા ઉધ્ધર્યા, તે તો શાસ્ત્ર વખાણે;
નાથ નિરંજન લહેરમાં, રૂપચંદ રસ માણે. મુને૦ ૭

## સ્વર્ગસ્થ પૂજ્યશ્રી કર્મસિંહજી સ્વામી સ્તુતિ.

### તીરથની આશાતના નવ કરીએ.

( એ રાગ. )

શ્રી ગુરૂ દેવની સેવના નિત્ય કરિયે,
હારે જેથી ભવ સાગર નવિ ફરિયે;
હારે જેથી સુજસ લીલાને વરિયે,
હારે જેથી પાપ ત્રિતાપને હરિયે.
હારે એ છે તારણહાર...............શ્રી ગુરૂ૦ ૧

શ્રી ગુરૂ ભજિયે ભાવથી સોભાગી,
હારે જાય ભવની ભાવઠ ભાગી;
હારે શુદ્ધ સંયમમાં લય લાગી,
હારે તત્ત્વ જ્યોતિ અંતરમાં જાગી.
હારે શુદ્ધા અણગાર..................શ્રી ગુરૂ૦ ૨

સમ દમ સંયમ શ્રુતના થયા ધારી,
હારે છે શ્રેષ્ટાચારી બ્રહ્મચારી;
હારે જેણે મમતા માયા વિદારી,
હારે સમદર્શી સદા સુવિચારી.
હારે મદના હરનાર......................શ્રી ગુરૂ૦ ૩

આઠે પ્રવચન માતને આરાધે,
હારે શુદ્ધ સંવેગ યોગને સાધે;
હારે કદિ જિન આજ્ઞા ન વિરાધે,
હારે ધમ વૃદ્ધિ કરે નિરાબાધે.
હારે શાસન જયકાર..................શ્રી ગુરૂ૦ ૪

વિચરે દેશ વિદેશમાં સુવિશેષ,
હારે યોગ્ય જીવને દે ઉપદેશ;
હારે ટાલે જન્મ જરા ના કલેશ,
હારે ક્ષમાધર વળી શુભ છે અશેષ.
હારે ભવિ હૃદયના હાર...............શ્રી ગુરૂ૦ ૫

સુમતિ સલૂણી નારનું મુખ પેખી,
હારે કુમતિ કુલટા દૂરે ઉવેખી;
હારે થયા પ્રવચન તત્ત્વ ગવેષી,
હારે થાય આનંદ ગુણીજન પેખી.
હારે સુખના કરનાર....................શ્રી ગુરૂ૦ ૬

ધીર વીર ગંભીર ને વિજ્ઞાની,
હારે અતિ નમ્ર ને ઉજ્વલ ધ્યાની;
હારે જ્ઞાન–દાન વિષે મહાદાની,
હારે સફલ કરી જેણે જિંદગાની.
હારે સેવે બેડો પાર..................શ્રી ગુરૂ૦ ૭

ભાગ્ય ભાજન ભાગ્યે મલ્યા યશનામી,
હારે ગુરૂ કર્મસિંહજી સ્વામી;
હારે શુદ્ધ જિનમત પંથાનુગામી,
હારે કહે નાગચંદ્ર શિરનામી.
હારે સેવો નરનાર.....................શ્રી ગુરૂ૦ ૮

## જીવનનું સિંહાવલોકન.

### દોહરા.

હે પ્રભુ! હે પ્રભુ! શું કહું? દીનાનાથ! દયાલ!
હું તો દોષ અનંતનું, ભાજન છું કરૂણાલ! ૧

શુદ્ધ ભાવ મુજમાં નથી, નથી સર્વ તુજ રૂપ;
નથી લઘુતા કે દીનતા! શું કહું? પરમ સ્વરૂપ. ૨

નથી આજ્ઞા ગુરૂ દેવની, અચલ કરી ઉરમાંય;
આપ તણો વિશ્વાસ દૃઢ, ને પરમાદર નાંય. ૩

જોગ નથી સત્સંગનો, નથી સત્સેવા જોગ;
કેવલ અર્પણતા નથી, નથી આશ્રય અનુયોગ. ૪

હું પામર શું કરી શકું? એવો નથી વિવેક;
ચરણ–શરણ ધીરજ નથી, મરણ સુધીની છેક. ૫

અચિંત્ય તુજ મહાત્મ્યનો, નથી પ્રફુલ્લિત ભાવ;
અંશ ન એકે સ્નેહનો, ન મળે પરમ પ્રભાવ. ૬

અચળરૂપ આસક્તિ નહિ, નહિં વિરહનો તાપ,
કથા અલભ્ય તુજ પ્રેમની, નહિં તેનો પરિતાપ. ૭

ભક્તિમાર્ગ પ્રવેશ નહિં, નહિં ભજન દૃઢ ભાન;
સમજ નહિં નિજ ધર્મની, નહિં શુભ દેશે સ્થાન. ૮

કાલ દોષ કલિથી થયો, નહિં મર્યાદા ધર્મ;
તોય નહિં વ્યાકૂલતા, જુવો પ્રભુ મુજ કર્મ. ૯

સેવાને પ્રતિકૂલ જે, તે બંધન નથી ત્યાગ;
દેહેંદ્રિય માને નહિ, કરે બાહ્ય પર રાગ. ૧૦

તુજ વિયોગ સ્ફુરતો નથી, વચન નયન મન નાહિં;
નહિં ઉદાસ અન્ન-ભક્તથી, તેમ ગૃહાદિક માંહિં. ૧૧

અહંભાવથી રહિત નહિં, સ્વધર્મ સંચય નાંહિં;
નથી નિવૃત્તિ નિર્મલપણે, અન્ય ધર્મની કાંઈ. ૧૨

એમ અનંત પ્રકારથી, સાધન રહિત હુંય;
નહિં એકે સદ્‌ગુણ પણ, મુખ બતાવું શુંય? ૧૩

કેવલ કરૂણા-મૂર્ત્તિ છો, દીન બંધુ! દીન નાથ!
પાપી પરમ અનાથ છું, ગ્રહો પ્રભુજી મુજ હાથ. ૧૪

અનંતકાળથી આથડયો, વિના ભાન ભગવાન!
સેવ્યા નહિં ગુરૂ-સંતને, મૂકયું નહિં અભિમાન. ૧૫

સંત ચરણ આશ્રય વિના, સાધન કર્યાં અનેક;
પાર ન તેથી પામિયો, ઉગ્યો ન અંશ વિવેક. ૧૬

સહુ સાધન બંધન થયા, રહ્યો ન કોઇ ઉપાય;

સત્સાધન સમજ્યો નહિં, ત્યાં બંધન શું જાય? ૧૭

પ્રભુ! પ્રભુ! લય લાગી નહિં, પડયો ન સદ્ગુરુ-પાય;
દીઠા નહિં નિજ દોષ તો, તરિયે કવણ ઉપાય. ૧૮

અધમાધમ અધિકો પતિત, સકલ જગતમાં હુંય;
એ નિશ્ચય આવ્યા વિના, સાધન કરશે શુંય? ૧૯

પડી પડી તુજપદ પંકજે, ફરી ફરી માગું એય;
સદ્ગુરુ! સંત! સ્વરૂપ તુજ, એ દ્દઢતા કરી દેય. ૨૦

---

## प्रातः-पाठः ॥

### शार्दूलविक्रीडित-वृत्तम् ॥

### पंचपरमेष्ठि-स्तुतिः

अर्हन्तो भगवन्त इन्द्रमहिताः सिद्धाश्च सिद्धिस्थिता,
आचार्या जिनशासनोन्नतिकराः पूज्या उपाध्यायकाः ।
श्री सिद्धान्तसुपाठका मुनिवरा रत्नत्रयाराधकाः,
पञ्चैते परमेष्ठिनः प्रतिदिनं कुर्वन्तु वो मङ्गलम् ॥
१

### ॥ श्री पार्श्व-स्तुतिः ॥

पार्श्वो दुःखविलुप्तकस्त्रिभुवने पार्श्वं रटन्तेऽमराः,
पार्श्वेणाभिहतं कषायकटकं पार्श्वाय तस्मै नमः ।
पार्श्वात्प्रापसुखं भुजङ्गयुगलं पार्श्वस्य धैर्यं महत्,
पार्श्वे ध्यानरतो लभेच्छिवपदं श्रीपार्श्व ! वै पातु नः ॥
२

## ॥ श्रीवीर-स्तुतिः ॥

वीरः सर्व सुरासुरेन्द्रमहितो वीरं बुधाः संश्रिता,
वीरेणाभिहतः स्वकर्मनिचयो वीराय नित्यं नमः ।
वीरात्तीर्थमिदं प्रवृत्तमतुलं वीरस्य घोरं तपो,
वीरे श्रीधृतिकीर्तिकान्ति निचयः श्रीवीर ! भद्रं दिश ॥

३

## ॥ षोडश सतीनां स्तुतिः ॥

ब्राह्मी चन्दन बालिका भगवती, राजेमती द्रौपदी,
कौशल्या च मृगावती च सुलसा सीता सुभद्रा शिवा ।
कुन्ती शीलवती नलस्य दयिता चूला प्रभावत्यथ,
पद्मावत्यपि सुन्दरी दिनमुखे कुर्वन्तु वो मङ्गलम् ॥

४



## વર્તમાન કાલે વિચરતા આઠકોટી મોટી પક્ષના સાધુ સાધ્વીઓનાં નામો.

## સાધુજીઓનાં નામ.

૧ પૂજ્ય મહારાજશ્રી કાનજી સ્વામી
૨ ,, કાનજી સ્વામી મારવાડી
૩ યુવાચાર્ય મ૦ નાગચંદ્રજી સ્વામી
૪ મહારાજશ્રી કલ્યાણચંદ્રજી સ્વામી
૫ ,, વિનયચંદ્રજી ,,
૬ ,, લક્ષ્મીચંદ્રજી ,,
૭ ,, તિલોકચંદ્રજી ,,
૮ ,, માણેકચંદજી ,,
૯ ઉપાધ્યાય મ૦ દેવચંદ્રજી ,,
૧૦ મહારાજશ્રી કૃષ્ણજી ,,
૧૧ ,, ગુલાબચંદ્રજી ,,
૧૨ ,, કપુરચંદ્રજી ,,
૧૩ ,, ઉત્તમચંદ્રજી ,,
૧૪ ,, હેમચંદ્રજી ,,
૧૫ ,, કેવલચંદ્રજી ,,
૧૬ ,, રામચંદ્રજી ,,
૧૭ ,, રત્નચંદ્રજી ,,
૧૮ ,, કુશલચંદ્રજી ,,
૧૯ ,, કૃપાચંદ્રજી ,,

## સાધ્વીજીઓનાં નામ.

| | | | |
|---|---|---|---|
| ૧ | આર્યાજી | પાંચીબાઇ | સ્વામી. |
| ૨ | ,, | વીરબાઈ | ,, |
| ૩ | ,, | મેઘબાઈ | ,, |
| ૪ | ,, | કુંવરબાઇ | ,, |
| ૫ | ,, | ગુલાલબાઈ | ,, |
| ૬ | ,, | હીરબાઈ | ,, |
| ૭ | ,, | જેતબાઈ | ,, |
| ૮ | ,, | મીઠીબાઈ | ,, |
| ૯ | ,, | વેલબાઈ | ,, |
| ૧૦ | ,, | વેજબાઈ | ,, |
| ૧૧ | ,, | દેવકુરબાઈ | ,, |
| ૧૨ | ,, | ભાણબાઈ | ,, |
| ૧૩ | ,, | ઇંદ્રાબાઇ | ,, |
| ૧૪ | ,, | ખેમકુરબાઈ | ,, |
| ૧૫ | ,, | પાંચીબાઈ | ,, |
| ૧૬ | ,, | કુંવરબાઈ | ,, |
| ૧૭ | ,, | રામકુંવરબાઇ | ,, |
| ૧૮ | ,, | જાનબાઈ | ,, |
| ૧૯ | ,, | જેઠીબાઈ | ,, |
| ૨૦ | ,, | લાડકુંવરબાઇ | ,, |
| ૨૧ | ,, | માણેકબાઇ | ,, |
| ૨૨ | ,, | સુંદરબાઈ | ,, |
| ૨૩ | ,, | પાર્વતીબાઇ | ,, |
| ૨૪ | ,, | માનકુરબાઈ | ,, |

૨૫ આર્યાજી સંતોકબાઇ સ્વામી
૨૬ ,, વેલબાઇ ,,
૨૭ ,, જેવતીબાઇ ,,
૨૮ ,, મણીબાઇ ,,
૨૯ ,, અમૃતબાઇ ,,
૩૦ ,, દેવકુરબાઇ ,,
૩૧ ,, મણીબાઇ ,,
૩૨ ,, માણેકબાઇ ,,
૩૩ ,, વજકુરબાઇ ,,
૩૪ ,, વેલબાઇ ,,



## સત્પુરૂષોના સદ્ગુણો.

॥ शार्दूलविक्रीडीतम् ॥

धर्मे तत्परता मुखे मधुरता दाने समुत्साहिता,
मित्रेऽवञ्चकता गुरौ विनयिता चित्तेऽतिगम्भीरता ।
आचारे शुचिता गुणे रसिकता शास्त्रेऽतिविज्ञानिता,
रूपे सुन्दरता प्रभौ भजनिता सत्स्वेव संदृश्यते ॥
१

**ભાવાર્થ:**—ધર્મને વિષે તત્પરતા, વાણીને વિષે મ[illegible]રતા, દાનમાં ઉત્સાહ, મિત્ર પ્રત્યે નિષ્કપટતા, ગુરૂપ્રત્યે નમ્ર[illegible] ચિત્ત વિષે અતિગંભીરતા, આચારમાં પવિત્રતા, ગુણ ઉ[illegible] અનુરાગ, શાસ્ત્ર સંબંધી સંપૂર્ણ વિજ્ઞાન, આકૃતિ વિષે મ[illegible]હારિતા અને પરમાત્મા વિષે ભક્તિ, એ સત્પુરૂષો [illegible] જોવામાં આવે છે.



